બાળગ્રંથાવળી ત્રીજી શ્રેણિ ૬.

# શ્રી હીરવિજયસૂરિ

: લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ.





આવૃત્તિ પહેલી ∴ સંવત ૧૯૮૭

મૂલ્ય સવા આનો.

# શ્રી હીરવિજય સૂરિ.

આજનું પાલણપુર જુના વખતમાં પ્રહ્‌લાદનપુર કહેવાતું કારણ કે તેને વસાવનાર પરમાર ધારાવર્ષનો પુત્ર પ્રહ્‌લાદનદેવ હતો.

જગચ્ચંદ્રસૂરિના સમયે જૈનોનું ત્યાં એટલું પૂર હતું કે પ્રહ્‌લાદનપાર્શ્વનાથના મંદિરમાં મૂકાયેલી સોપારીઓ સોળ મણ થતી ને ચોખા તો એક મુડો થતા. જૈન સમાજને આ નગરે બે અમૂલ્ય રત્નોની ભેટ આપી છે—એક મહાન પ્રભાવક સોમસુંદરસૂરિ ને બીજા શ્રીહીરવિજયજી.

આ વાતમાં શ્રીહીરવિજયજીનું જીવનચરિત્ર જોઇએ. વિક્રમની સોળમી સદીમાં આ નગરમાં કુંરાશાહ નામે એક ધર્મપ્રેમી ઓશવાળ હતો. તેમને નાથી નામે અતિ ગુણીયલ પત્ની હતી. તેમને સંઘજી, સૂરજી ને શ્રીપાળ નામના ત્રણ પુત્રો હતા. રંભા, રાણી ને વિમળા નામે ત્રણ પુત્રીઓ હતી. એક વખત નાથીબાઇ સુખે શૈયામાં પોઢયાં હતાં ત્યારે સિંહનું સ્વપ્ન આવ્યું ને ગર્ભ રહ્યો. પૂરા દિવસે પ્રસવ થયો ત્યારે દેવબાળ જેવો પુત્ર અવતર્યો. સં. ૧૫૮૩ ના માગસર સુદ ૯ નો એ દિવસ હતો. અંધારામાં જેમ હીરો પ્રકાશે તેમ ઘર આખામાં તેનો પ્રકાશ પડયો. આથી માતપિતાએ એમનું નામ હીરજી રાખ્યું. સહુથી એ નાનો એટલે માતાપિતાને લાડકવાયો થયો અને ભાઇ બહેનોનું હેત પણ તેનાપર ઉભરાવા લાગ્યું. આમ કરતાં હીરજી પાંચ વર્ષનો થયો.

ભણુતર વિના જીવતર નકામું એ માબાપ સારી રીતે સમજતા હતા એટલે તેને નિશાળે મૂકયો અને ધાર્મિક ભણાવવા ત્યાગી મુનિરાજ આગળ મોકલવા લાગ્યા.

એક વખત હીરજીએ પોતાના પિતાને પૂછયું: પિતાજી! આપણા કુળમાંથી કોઇ સાધુ થયું છે?

"ના બેટા! તને એવો સવાલ કયાંથી થયો?" કુંરાશાહે જરા આતુરતાથી પૂછયું. "પિતાજી! જે કુળમાંથી એક પણ સાધુ નથી થયો તે કુળ શા કામનું? કોઇકે સાધુ થઇને એને દીપાવવું જોઇએ."

પિતાના મનમાં ઉંડે ઉંડે વિચાર આવ્યો: જરૂર આ છોકરો કોઇક દિવસ સાધુ થશે.

બાર વર્ષની ઉંમરમાં તો હીરજી ખુબ ભણ્યો ગણ્યો ને પોતાની ઉંમરના બાળકોમાં જુદોજ તરી આવ્યો. એવામાં કુંરાશાહ તથા નાથીબાઇ મરણ પામ્યાં. હીરજી તથા ભાઇબહેનોને શોક થયો, પણ શોક કર્યે શું વળે? સમજુ થઇને સહુએ મનને કાબુમાં રાખ્યું.

બહેનનાં વહાલ અનેરાં હોય છે. પાટણથી રાણી તથા વિમળા બહેન આવ્યાં હતાં તેમણે કહ્યું: ભાઈ! હવે આ ઘરમાં રહ્યું શે જશે? માટે પાટણ ચાલ. અમારી સાથે રહેજે ને મઝા કરજે. બહેનના હેતને વશ થઇ હીરજી પાટણ ગયો. હીરજીને ધર્મના સંસ્કારો ઉંડા હતા, એથી તેને સારૂં સારૂં વાંચવાનું ને મુનિમહારાજના વ્યાખ્યાન સાંભળવાનું બહુ ગમતું. બીજાની જેમ નકામી વાતોમાં કે ટેલટપ્પામાં તે વખત ગુમાવતો નહિ. તે હંમેશાં પ્રભાતમાં વહેલો ઉઠી નવકાર મંત્ર ભણી, નાહીને સેવાપૂજા કરતો

ને પછી વ્યાખ્યાન સાંભળવા ઉપાશ્રયે જતો. એ અરસામાં શ્રીવિજયદાનસૂરિ ઉપદેશ આપતા હતા. ધીમેધીમે એ ઉપદેશની હીરજીને સચોટ અસર થઇ ને તેણે સંસાર વ્યવહારમાં પડવા કરતાં દીક્ષા લઈ આત્માનું કલ્યાણ કરવાનું નક્કી કર્યું.

એક દિવસ તેણે કહ્યું: "વિમળા બ્હેન! મને સંસારમાં ગોઠતું નથી માટે દીક્ષા લેવી છે. વિમળા સમજુ ને શાણી હતી. તેને વિચાર થઈ પડયો, ભાઈ જેવા ભાઇને એકદમ દીક્ષા લેવાની કેમ રજા અપાય? ત્યારે પરમ પવિત્ર દીક્ષા લેવાની ના પણ કેમ પડાય? આ તો સુડી વચ્ચે સોપારી થઇ એટલે તેણે જવાબ જ ન આપ્યો. હીરજી વિચારમાં પડયો: બ્હેન જવાબ કેમ નથી આપતાં. થોડા દિવસ પછી તેને સમજાયું કે એણે ના નથી પાડી એટલે હા જ સમજવી. એથી ૧૫૯૬ ની સાલમાં કારતક વદ ૨ ને દિવસે વિજયદાનસૂરિ આગળ દીક્ષા લીધી. એમનું નામ પાડવામાં આવ્યું હીરહર્ષ.

૩

હીરહર્ષ મુનિને થયું કે હવે તો ખુબ શાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ. સાધુ થઇને બરાબર જ્ઞાન ન મેળવીએ તો શું કામનું? આથી તેમણે ખુબ ખંતથી શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. પછી વિચાર આવ્યો આ બધા શાસ્ત્ર ભણ્યો પણ ન્યાયશાસ્ત્ર જોઇએ તેવું નથી ભણ્યો. માટે લાવો કોઇ એવા ઠેકાણે જઇને અભ્યાસ કરું કે એમાં પણ પારંગત થાઉં.

એ વખતે દક્ષિણ દેશમાં દોલતાબાદ યાને દેવગિ-

રિમાં મોટા મોટા ન્યાયશાસ્ત્રના જાણકાર પંડિતો પડયા હતા. હીરહર્ષમુનિ ધર્મસાગરજી અને રાજવિમળ નામના બે સાધુઓ સાથે ત્યાં ગયા ને ન્યાયશાસ્ત્રનો ખુબ સારો અભ્યાસ કર્યો.

૪

જ્ઞાની ન હોય માની એ પ્રમાણે હીરહર્ષ મુનિ પણ જેમ જેમ જ્ઞાન પામ્યા તેમ તેમ વધારે વિનયી ને વધારે નમ્ર થયા. ગુરુએ દેખ્યું કે આ શિષ્ય બરાબર પંડિત કહેવાને યોગ્ય છે એટલે પહેલાં એમને પંડિતપદ આપ્યું ને પછી ઉપાધ્યાય પદ આપ્યું. એ પદવી એમણે શોભાવી એટલે ૧૬૧૦ ના પોષ સુદ ૫ ને દીવસે શીરોહીમાં મોટો ઉત્સવ કરી તેમને આચાર્ય બનાવ્યા. હવે તેઓ હીરવિજયસૂરિના નામથી પ્રખ્યાત થયા.

શિરોહીથી વિહાર કરતા તેઓ પાટણ આવ્યા, ત્યારે ભારે પાટમહોત્સવ થયો ને તેમને પટ્ટધર બનાવ્યા. આ પ્રસંગ પછી થોડા વખતમાં ગુરુજીનો સ્વર્ગવાસ થયો એટલે સંઘ આખાની જોખમદારી એમના માથે આવી પડી. તેઓ શાંત ને ગંભીર ચિત્તથી એ જોખમદારી એમના માથે ઉઠાવી જુદા જુદા ગામમાં ફરવા લાગ્યા ને સચોટ ઉપદેશ આપી માણસોનું અજ્ઞાન દૂર કરવા લાગ્યા. એમ કરતાં જે કાંઈ આ વખતે સંકટો આવ્યાં તે સહી લીધાં. ગુજરાતમાં મુસલમાની રાજ્ય હતું ને દિલ્હીથી નિમાયેલા સુબા રાજ્ય કરતા હતા. એ સુબાઓ કાનના કાચા હોવાથી ઘણા સારા માણસોને પણ સહન કરવું પડતું હતું. જે કોઈ માણસ

સુબાના કાન ભંભેરી શકે તે ધાર્યું કરાવી શકતો.

એક વખત સૂરિજી અમદાવાદ આવ્યા. ત્યાં કોઈએ જઈને સુબા શિહાબખાનને કહ્યું: પરવરદિગાર! આ હીરવિજયસૂરિએ વરસાદને રોકી રાખ્યો છે એટલે વરસાદ પડતો નથી- "હં એસા? જાવ ઉસકો બુલાવ" સુબાએ હુકમ કર્યો.

હીરવિજયસૂરિને સભામાં હાજર કર્યા. સુબો કહે, મહારાજ! આજકાલ વરસાદ કેમ પડતો નથી? શું આપે બાંધી લીધો છે? સૂરિજી કહે, અમે શા માટે બાંધી લઈએ? વરસાદ નહિ આવવાથી લોકો દુ:ખી થાય ને લોકો દુ:ખી થાય તો અમને પણ ક્યાંથી શાંતિ મળે? 'ઐસા'? સુબો વિચારમાં પડયો. એવામાં શહેરના પ્રસિદ્ધ શેઠ કુંવરજી આવ્યા. તેમણે કહ્યું: મહારાજ! એતો ફકીર છે. બહુ ખાનદાન ને સારી રીતભાત વાળા છે વગેરે. સુબાએ આથી તેમને છોડી મૂકયા. સૂરિજી ઉપાશ્રયે આવ્યા એટલે લોકોને ખુબ આનંદ થયો. એ આનંદ બતાવવા ખુબ દાન કરવામાં આવ્યું. એમાં એક તુરકી સિપાઈને કુંવરજી શેઠ જોડે જામી ગઈ. એણે વિચાર કર્યો કે આનું વેર વાળવું. એથી થોડા દિવસ બાદ તેણે કોટવાળના કાન ભંભેર્યા ને તેણે જઇ ખાનને કહ્યું: સાહેબ એ હીરવિજય તો ઐસા હૈ તેસા હૈ. ખાન કહે, પકડી લાવો એને.

શું ન્યાય! શું બુદ્ધિ! એક ભંભેરણી માત્રથી આવા મહાપુરુષને પકડવાનો હુકમ આપ્યો. જેવા ખાન એવા સિપાઈઓ. એ લાંબી દાઢીવાળા સિપાઈઓ દોડયા

ને ઝવેરી વાડમાંથી શ્રી હીરવિજયજીસૂરિને પકડયા. આ વખતે પાસેના માણસો પણ થરથરવા લાગ્યા. એમાં બે બહાદુર નીકળ્યા: એક રાઘવ ગંધર્વ ને બીજા સોમ સાગર. એમણે બરાબર એ સિપાઇઓનો સામનો કર્યો ને હીરવિજયજીને છોડાવ્યા. હીરવિજયજી અહીંથી ઉઘાડા શરીરે એક સહીસલામત સ્થળમાં ચાલ્યા ગયા.

સિપાઈઓ પાછા ફર્યા ને બૂમ પાડતા પાડતા પાછા આવ્યા. હીરજી નાસી ગયો—અમને મુક્કીએ મુક્કીએ માર્યા. ખાન આ સાંભળી રાતો પીળો થયો. વધારે સિપાઇઓને મોકલી કહ્યું: જાવ જ્યાં હોય ત્યાંથી હીરવિજયને પકડી લાવો. શહેરમાં આ વાતની ખબર પડતાં ફટોફટ પોળોના દરવાજા બંધ થયા ને શોરબકોર મચી રહ્યો. સિપાઈઓએ સૂરિજીને શોધવામાં કચાશ રાખી નહી છતાં પણ તેમાં ફાવ્યા નહિ. બીજા બે ભળતા જ સાધુઓને પકડીને મારવા માંડયા. પણ પછી એમને ખબર પડી કે આતો ધર્મસાગર ને શ્રુતસાગર નામના બીજાજ સાધુઓ છે. આ બધી ધમાલ પતી ગયા પછીજ હીરવિજયજી શાંતિથી વિહાર કરી શકયા. આવી આવી મુશ્કેલીઓ તેમને ત્રણ ચાર વખત સહન કરવી પડી છે. તેઓ નિરંતર કાંઇ ને કાંઇ તપ કરતા હતા ને સંયમનું બરાબર આરાધન કરતા હતા.

૫

હિંદુસ્તાનના બધા બાદશાહોમાં અકબરે નામ કાઢયું છે. એ પ્રતાપી ને બળવાન હતો. એ મહા ચતુર ને મુત્સદ્દી હતો. વળી જુદા જુદા ધર્મની વાતો સાંભળવાનો

તો તેને ભારે શોખ હતો. એણે ફત્તેહપુર સિક્રીમાં એક એકદંડીઓ મહેલ બાંધ્યો હતો અને ત્યાં બધા ધર્મના માણસોને બોલાવી જુદી જુદી બાબતો પર ચર્ચા કરાવતો હતો.

એક વખત તે પોતાના મહેલમાં બેસી નગરચર્ચા જોઈ રહ્યો હતો તે વખતે એક વરઘોડો જતો જોયો. તરતજ પાસે ઉભેલા નોકરને પૂછ્યું: આ ધામધૂમ શેની છે? તેણે કહ્યું: જહાંપનાહ! ચાંપા નામની એક શ્રાવિકાએ છ માસના ઉપવાસ કર્યા છે. એ ઉપવાસ એવા છે કે જરૂર પડે ત્યારે ફકત દિવસેજ ગરમ પાણી પી શકાય. બીજી કોઇ વસ્તુ મોંમાં નંખાય નહિ. એના ઉત્સવ નિમિત્તે આ વરઘોડો નીકળ્યો છે. "છ મહિનાના ઉપવાસ? કયા બાત હૈ!" અકબરને આ વાત સાંભળી નવાઇ લાગી, કારણકે તે જાણતો હતો કે એક મહિનાના રોજા કરવામાં રાત્રે પેટ ભરીને ખાવાની છૂટ છે છતાં કેવું આકરૂં લાગે છે! આ તે સાચું કેમ હોઇ શકે? તેના મનમાં શંકા થઈ અને એ વાતની ખાતરી કરવા બે માણસોને ચાંપાને ત્યાં મોકલ્યા. તેમણે આવીને પૂછ્યું બહેન! તમે આટલા બધા દિવસો સુધી ભુખ્યાં કેમ રહી શકો છો? અમે તો એક દિવસમાં ધ્રુજી ઉઠીએ છીએ. તેણે કહ્યું: વીરા! તમારી વાત સાચી છે. આટલા ઉપવાસ કરવા એ ખુબ મુશ્કેલ છે પણ હું તો મારા ગુરુ હીરવિજયજીના પ્રતાપથી સુખે કરી શકું છું. એમણે આવીને બાદશાહને વાત કરી. બાદશાહને થયું કે શું આવો મહાપુરુષ પણ અત્યારે છે? એ વાતની ખાતરી કરવા તેમણે ગુજરાતમાં

ખુબ રહેલા એક સુબાને બોલાવીને પૂછયું કે તમે હીરવિજયજીને જાણો છો? તેણે કહ્યું: હા હજુર! એતો મોટા ફકીર છે. કોઈ જાતના ગાડી ઘોડા વાપરતા નથી. હંમેશાં પગેજ ચાલતા ગામેગામ ફરે છે. પાસે ધન રાખતા નથી. ઓરતથી ખુબ દૂર રહે છે ને ઇશ્વરની બંદગી કરી પાક જીવન ગૂજારે છે. બાદશાહને આ વાતથી હીરવિજયજી માટે ખુબ માન ઉત્પન્ન થયું. થોડા દિવસ બાદ બીજો એક વરઘોડો ઝરૂખામાં બેઠા બેઠા જોયો ને ટોડરમલ બેઠા હતા તેને હકીકત પૂછી. ટોડરમલે કહ્યું: સરકાર! જે બાઇએ તપ કર્યું હતું તે આજે પુરૂં થયું છે. એની ખુશાલીમાં આ વરઘોડો ચડાવ્યો છે. "તો શું બાઇ પણ એમાં હાજર છે?" બાદશાહે ઉત્સુકતાથી પૂછયું. "જી હજુર! એ પણ વસ્ત્રાલંકારથી સજ્જ થઇને પાલખીમાં બેઠેલી છે." આ વાતો ચાલે છે ત્યાં વરઘોડો પાસે આવ્યો એટલે બાદશાહે ખાનદાન માણસોને મોકલી ચાંપાબાઇને મહેલમાં આવવાની વિનંતિ કરી. એ આવી એટલે બાદશાહે પૂછયું: તમે કેટલા ઉપવાસ કર્યા? અને કેવી રીતે કર્યા?

ચાંપા—મહારાજ! મેં છ મહિનાના ઉપવાસ કર્યાં છે જેમાં કાંઈ પણ અનાજ ફળફળાદિ લીધા નથી. ફક્ત જરૂર લાગી ત્યારે દિવસના ભાગમાં ગરમ પાણી પીધું છે. એ તપ આજે પૂરૂં થાય છે.

બાદશાહ—પણ આટલા બધા ઉપવાસ કેવી રીતે કરી શકયા?

ચાંપાએ કહ્યું-મારા ગુરુ શ્રી હીરવિજયજીના પ્રતાપથી.

બાદશાહ-એ હાલ કયાં વિરાજે છે?

 

ચાંપા—ગુજરાતના ગાંધાર નગરમાં. બાદશાહે આ વાત સાંભળી તો હતી પણ હવે તો તેને પૂરેપૂરી ખાતરી થઇ. ગમે તેવી વાત સાંભળી હોય પણ નજરે જોવાથી જુદી અસર થાય છે.

અકબરને થયું કે અત્યારેજ હીરવિજયજીસૂરિના દર્શન કરૂં પણ એતો કેવી રીતે બને ? એણે પોતાના બે ઝડપથી ચાલનાર દૂતો તૈયાર કર્યા ને તેમને ગુજરાતના સુબા ઉપર એક ફરમાન આપ્યું:-

"હાથી, ઘોડા, પાલખી ને બીજી સામગ્રી સાથે ધામધૂમ પુર્વક શ્રી હીરવિજયજીસૂરિને અહીં મોકલો."

આગ્રાના શ્રાવકોએ પણ એક પત્ર રાજદૂતોને આપ્યો.

૬

લાંબી લાંબી ખેપો કરી ઝડપથી દૂતો અમદાવાદ આવ્યા ને સુબાને ફરમાન પહોંચાડયું. એણે અમદાવાદના મોટા મોટા જૈન શ્રીમંતોને એકત્ર કર્યા ને ફરમાન વાંચી સંભળાવ્યું તથા આગ્રાના શ્રાવકોનો પત્ર આપ્યો. પછી તેણે કહ્યું: બાદશાહ પોતે આમંત્રણ કરે છે તો તમે હીરવિજયસૂરિને જવાની વિનંતિ કરો. આવું માન હજુ સુધી કોઇને મળ્યું નથી. ત્યાં જવાથી તમારા ધર્મનું ગૌરવ વધશે, અને તમને રસ્તામાં કાંઇ અડચણ નહિ પડે એની ખાતરી રાખજો. મને ખુદ હજુરનો હુકમ છે કે તેમને હાથી, ઘોડા, પાલખી કે જે કાંઇ જોઈએ તે આપવા.

જૈન શ્રીમંતોએ કહ્યું: સૂરિજી હાલ ગાંધાર છે માટે અમે ત્યાં જઈશું ને તેમને વિનંતિ કરીને અહીં લાવીશું.

૭

ગાંધાર નગરી શ્રી હીરવિજયજીના જ્ઞાન તથા ચારિત્રથી મુગ્ધ થઇ ગઇ છે. તેમનો લાભ લેવાય તેટલો લે છે. વ્યાખ્યાન ચાલી રહ્યું હતું એવામાં અમદાવાદ તથા ખંભાતના આગેવાન શ્રાવકો આવી પહોંચ્યા. તેમણે બધા સાધુઓને વંદન કર્યું ને વ્યાખ્યાન સાંભળવા બેઠા. સૂરિજી એ બધાને જોઇ આનંદ પામ્યા પણ મનમાં વિચાર કરવા લાગ્યા: એકાએક આ બધા કેમ આવ્યા હશે?

બપોરે જમીને બધા એકાંતમાં એકઠા થયા ત્યારે ખબર પડી કે બાદશાહે તેમને ફતેહપુર સિક્રી તેડાવ્યા છે.

સહુ વિચારમાં પડયા: આ શું? અકબર બાદશાહ એકાએક કેમ બોલાવતો હશે? કોઇ કહે બાદશાહને ધર્મ સાંભળવો હશે ને દર્શન કરવા હશે તો જાતે આવશે. ગુરુ મહારાજને ત્યાં મોકલાય નહિ. કોઈ કહે, અરે એ તો મહામુસદ્દી છે. એ મ્લેચ્છના વચનમાં કેમ વિશ્વાસ રખાય? કોઇએ આગળ વધીને કહ્યું કે એ તો રાક્ષસનો અવતાર છે. એને માણસને મારી નાખતાં શી વાર? કોઇ કહે, એમ તો હોય? એ ગમે તેવો છે પણ ગુણનો પૂજક છે. કોઇમાં કાંઇ પણ ગુણ જુએ તો ફીદા ફીદા થઇ જાય. માટે ગુરુ મહારાજે જરૂર જવું. કોઇ કહે, એને સોળસો તો રાણીઓ છે. બિચારો એમાંથી નવરો પડશે ત્યારેજ મહારાજને મળશે ને! એક જણ કહે તો પછી જવાની જરૂર જ શી છે? કેટલાક વધારે સમજુ હતા તેમણે કહ્યું: ત્યાં જવાથી જરૂર આપણા શાસનનો પ્રભાવ વધશે. એવી શંકાઓ કરવાની જરૂર નથી. સૂરિ-

જીએ આ બધી વાતો સાંભળી એક ટુંકું પણ સચોટ વ્યાખ્યાન આપ્યું ને પોતાનો અકબર પાસે જવાનો નિર્ણય જાહેર કર્યો. શુભ દિવસે સૂરિજીએ પ્રયાણ કર્યું એ વખતે નગરજનોનાં ટોળેટોળાં વિદાય દેવાને આવ્યાં ને તેમની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. આટલે દૂર સૂરિજી જાય છે તેમના દર્શન ફરી ક્યારે થશે એજ વિચાર સહુને આવતો હતો.

સૂરિજી અમદાવાદ આવ્યા ત્યારે સુબાએ તેમને ઓળખ્યા ને પોતે એક વખત સતાવ્યા હતા તેનો ખુબ પસ્તાવો થયો. પછી તેમની આગળ હીરા, માણેક, મોતી વગેરે ધર્યાં પણ સૂરિજીએ તે લેવાની ના પાડી.

થોડા દિવસ અમદાવાદ રહી તેઓ પાટણ ગયા જ્યાં કેટલાક મંદિરોની પ્રતિષ્ઠા કરી. અહીંથી વિમળ-હર્ષ નામના સાધુ ૩૫ સાધુ સાથે આગળ વિહાર કરવા લાગ્યા.

હીરવિજયજીસૂરીશ્વર અનેક માણુસોને પ્રતિબોધ આપતા ને રસ્તામાં આવતા તીર્થોની યાત્રા કરતાં આબુ, રાણકપુર, મેડતા, વગેરે સ્થળે જઈને સાંગાનેર પહોંચ્યા, ત્યારે વિમળહર્ષ વિહાર કરતાં ફત્તેહપુર સિક્રી પહોંચી ગયા. આગળ જવામાં તેમનો હેતુ એ હતો કે બાદશાહ કેવો છે તે જોવું. કદાચ આપણું અપમાન થાય તો કાંઇ નહિ પણ ગુરુજીનું અપમાન તો ન જ થવું જોઇએ. તેઓ ગયા કે તરત થાનસિંઘ, માનુકલ્યાણ, અમીપાળ વગેરે જૈન આગેવાનોને કહ્યું : ચાલો આપણે બાદશાહને મળીએ. આથી તેઓ જરા ખચકાયા ને કહ્યું : બાદશાહ વિચિત્ર પ્રકૃતિનો માણુસ છે. આમ

એકાએક મળવું ઠીક નથી. આપણે અબુલફઝલને વાત કરીએ. અબુલફઝલ એ બાદશાહનો માનીતો પંડિત હતો. તેણે કહ્યું: એ તો બહુ ખુશીની વાત. ચાલો, તેમને બાદશાહ પાસે લઈ જઈએ. વિમળ-હર્ષ તથા બીજા ત્રણ સાધુઓ ને અબુલફઝલ બાદશાહ પાસે લઈ ગયો અને બોલ્યોઃ "નામદાર ! આ મહાત્માઓ હીરવિજયસૂરિના ચેલાઓ છે જેઓને અહીં પધારવા માટે આપ નામદારે આમંત્રણ મોકલ્યું છે." બાદશાહ એકદમ સિંહાસનેથી ઉઠીને બહાર આવ્યો. ઉપાધ્યાય-જીએ ધર્મલાભ રૂપ આશીર્વાદ આપ્યા. બાદશાહે કહ્યું: મને તે પરમ કૃપાળુ સૂરીશ્વરજીનાં કયારે દર્શન થશે ? ઉપાધ્યાયજીએ કહ્યું : હાલ તેઓ સાંગાનેર બિરાજે છે છે અને હવે જેમ બનશે તેમ તેઓ જલ્દી અહીં પધારશે. અકબર આ સાંભળી ખુબ રાજી થયો.

હીરવિજયસૂરિના આગમનની વાત સાંભળીને ફતેહપુર સિક્રીથી ઘણા શ્રાવકો સાંગાનેર સુધી સૂરિજીની સ્હામે ગયા.

સૂરિજી ત્યાંથી વિહાર કરી અભિરામાબાદ આવ્યા ને ત્યાંના સંઘમાં કલેશ હતો તે સમજાવટથી દૂર કર્યો.

પ્રભાતમાં સૂરીજીનું બાદશાહી ઠાઠથી સામૈયું થયું. સકળ સંઘમાં આનંદ આનંદ થઈ રહ્યો. સૂરિજી તરત બાદશાહને મળવા જવા તૈયાર થયા. પોતાની સાથેના ૬૭ સાધુમાંથી મહા વિદ્વાન ૧૩ સાધુઓને સાથે રાખ્યા. બાકીનાને ઉપાશ્રયે મોકલ્યા. અબુલફઝલ

ને ખબર કહેવડાવી કે હીરવિજયજી બાદશાહને મળવા આવે છે એટલે તેણે જઇ બાદશાહને સમાચાર પહોંચાડયા.

બાદશાહે કહ્યું: અહો! જેની હું લાંબા વખતથી ચાહના કરતો હતો તે આવી પહોંચ્યા? મને ખુબ આનંદ થાય છે. પણ હમણાં હું ખાસ કામમાં હોવાથી મહેલમાં જાઉં છું. ત્યાંથી આવું ત્યાં સુધી તમે એમની સેવાભક્તિ કરો.

સૂરિજીએ વિચાર્યું: કેવી વાત? પણ જે થાય તે સારાને માટે.

એકાએક બાદશાહને નહિ મળવાથી ફાયદો જ છે. એક વખત અકબરના વ્હાલા અબુલફઝલ પર છાપ પાડવા દે. તેઓએ અબુલફજલ સાથે ખૂબ વખત વાતચીત કરી. અબુલફઝલ પણ સૂરિજીની વિદ્વતાભરી વાણીથી ખુશ થયો. ધર્મચર્ચામાં લગભગ મધ્યાન્હ કાળ થઈ ગયો. સૂરિજી મહાતપસ્વી હતા. કાંઈને કાંઇ તપ તો કરતા-જ. તે મુજબ આજે આયંબિલ હતું.

ગોચરી માગી લાવી કોઈ શ્રાવકને ઘેર એકાંતમાં આહાર પાણી કરી તેઓ નિવૃત્ત થયા. બાદશાહ પણ ખાઈ પીને પરવાર્યો હતો એટલે ઉતાવળો ઉતાવળો સૂરિજીને મળવા દરબારમાં આવ્યો. સૂરિજી પોતાની મંડળી સાથે ત્યાંજ હાજર હતા. બાદશાહ એ સાધુ મંડળીને જોઈ એકદમ સિંહાસન છોડી પોતાના ત્રણ પુત્રો સાથે બહાર આવ્યો ને હાથ જોડી બોલ્યો :

"મહારાજ ! આપે મ્હારા જેવા એક મુસલમાન ઉપર ઉપકાર કર્યો. ઘણે દૂરથી આપને આવવું પડયું માટે હું ક્ષમા યાચું છું. બીજું આપને અમદાવાદના સુબાએ હાથી, ઘોડા કે રથ કંઇ ન આપ્યું ?

"નહિ રાજન્ ! તેણે તો તમારી આજ્ઞા પ્રમાણે બધું આપ્યું હતું પણ સાધુ ધર્મના નિયમ પ્રમાણે હું તે વસ્તુઓ સ્વીકારી શકયો નહિ.

બાદશાહ સાધુના આ આચારથી દિંગ બની ગયો. પછી પૂછ્યું : આપ જણાવશો આપના મુખ્ય તીર્થો કયા કયા છે ?

સૂરિજીએ કહ્યું : શત્રુંજય, ગિરનાર, આબુ, સમ્મેત શિખર, અષ્ટાપદ વગેરે. વળી થોડી થોડી માહીતિ પણ આપી.

પછી બાદશાહની ઇચ્છા સૂરિશ્વરજીની પાસે ધર્મોપદેશ સાંભળવાની થઈ. તેથી એકાંત શુદ્ધ જગાએ જઈ ગુરુજીએ તેને ધર્મ સમજાવ્યો:

"ઇશ્વર જન્મ, જરા અને મરણથી રહિત છે. રૂપ, રસ, ગંધ અને સ્પર્શ તેને નથી, તેમ રોગ, શોક અને ભયથી પણ રહિત હોઈ તે અનંત સુખનો અનુભવ કરે છે.

"જેઓ પાંચ મહાવ્રતોનું પાલન કરે, ભિક્ષાથી પોતાનો નિર્વાહ કરે, સમભાવરૂપસામાયિકમાં હંમેશાં સ્થિર રહે અને જેઓ ધર્મનો ઉપદેશ કરે તેઓ ગુરુ કહેવાય છે.

"જેનાથી અંતઃકરણની શુદ્ધિ થાય—હૃદયની પવિત્રતા થાય અથવા વિષયથી નિવૃત્ત થવું—દૂર થવું તે જ ધર્મ છે."

આ ઉપદેશે બાદશાહના મન ઉપર સચોટ અસર કરી. તેને લાગ્યું કે મહાત્મા ધર્મના ખરેખરા જાણકાર છે. પછી બાદશાહે પોતાના પુસ્તકોનો ભંડાર મંગાવ્યો અને તમામ પુસ્તકો સૂરિજીની આગળ મૂકયાં.

એ પુસ્તકો ધર્મનાં હતાં ને ખુબ જુનાં હતાં.

સૂરિજી આથી ઘણું જ આશ્ચર્ય પામ્યા. મુસલમાન બાદશાહ વિધર્મી કહેવાય તે આટલું સાહિત્ય સાચવી રહ્યો છે? બાદશાહ કહે, મહારાજ! આ પુસ્તકો સ્વીકારો.

સૂરિજીએ કહ્યું કે અમારાથી જેટલા ઉઠાવાય તેટલા-જ પુસ્તકો અમે રાખીએ છીએ વધારે લઇને અમે શું કરીએ? પુસ્તકોની જ્યારે અમારે જરૂર પડે છે ત્યારે અમને તે મળી રહે છે. આટલાં બધાં પુસ્તકો પોતાનાં કરીને રાખવામાં આવે તો મને કે મારા શિષ્યોને કોઇ વખત પણ માલિકીનો ભાવ આવી જાય. માટે એનાથી દૂર રહેવું જ સારૂં. પણ બાદશાહે બહુ આગ્રહ કર્યો ત્યારે એમના નામનો ભંડાર ખોલીને એમાં એ રાખવા માટે હા પાડી.

ચોમાસાના દિવસો નજદીક આવવા લાગ્યા. સાધુઓએ એ દરમ્યાન કોઇપણ ઠેકાણે સ્થિર રહેવું જોઇએ. આથી સૂરીશ્વર હીરવિજયજીએ ત્યાં ચોમાસું કર્યું.

હવે ચોમાસામાં પર્યુષણના પવિત્ર દિવસો પાસે આવવા લાગ્યા. સંઘે વિચાર કર્યો કે સૂરીશ્વરજી અહીં બિરાજે છે ને બાદશાહ તેમને સારૂં માન આપે છે તો તેમના હાથે કરોડો જીવને અભયદાન અપાવાએ.

એટલે એમના તરફથી સંઘના કેટલાક આગેવાનો બાદશાહ પાસે ગયા. બાદશાહે વિનયપૂર્વક હીરવિજયજીના આનંદ સમાચાર પૂછયા અને કહ્યું: તેઓએ કંઇ મારા લાયક કામકાજ ફરમાવ્યું છે?

આગેવાનો બોલ્યા: પર્યુષણ પર્વ નજદીક આવે છે. એ અમારા મહાન પર્વના દિવસો છે. તે દિવસોમાં કોઇપણ માણસ કોઇપણ જાતની હિંસા ન કરે તેવું આપ ફરમાન કરો એમ સૂરિજીએ કહ્યું છે. બાદશાહે કહ્યું જાવ કબુલ છે.

એક વખત અબુલફઝલ અને સૂરીશ્વરજી જ્ઞાનની વાતો કરતા હતા. તેવામાં બાદશાહ ત્યાં આવી ચઢયા. એ વખતે અબુલફઝલે સૂરિજીની વિદ્વતાના મુક્તકંઠે વખાણ કર્યા.

હવે તો બાદશાહને સૂરીશ્વર ઉપર અથાગ શ્રદ્ધા થઇ. એણે મનમાં વિચાર કર્યો કે સૂરિજી જે માગે તે આપું. તેણે કહ્યું: "મહારાજ! આપ અમૂલ્ય ઉપદેશ આપો છો એ ઉપકારનો બદલો અમારાથી કદી પણ વાળી શકાય તેમ નથી. પણ મારા કલ્યાણને માટે આપ મારા લાયક કંઈ કામ બતાવશો? સૂરિજી તો સાચા સાધુ હતા. કંચન, કામિની ને કીર્તિના ત્યાગી હતા. એ બીજું શું માગે? સર્વ જીવો સુખથી રહે એ એમની ભાવના. એથી એ દયાના ભંડાર બોલ્યા: બધા પક્ષીઓને પાંજરામાંથી છોડી મૂકો. આ ડાબર સરોવરમાંથી માછલાં પકડવાની બંધી કરો ને કાયમને માટે પજુસણમાં હિંસા

બંધ થાય તેવું ફરમાન બહાર પાડો. ગુરુપ્રેમી બાદશાહે ગુરુની આજ્ઞા પ્રમાણે સર્વ કર્યું અને ગુરુપ્રેમ બતાવવા પર્યુષણના આઠ દિવસને બદલે બાર દિવસ હિંસા બંધ કરાવી. તેની સાથેજ પોતે એક વર્ષમાં છ માસ માંસ ખાવાનું છોડી દીધું.

બાદશાહે ફરમાન બહાર પાડયું. આ ફરમાનથી લોકોમાં અનેક પ્રકારની વાયકાઓ ચાલવા લાગી. સૂરિજીએ બાદશાહને આશ્ચર્ય બતાવ્યું અને તેથી તેમણે બાદશાહને પોતાના બનાવ્યા. પરંતુ આ વાયકાઓ સાચી નથી. એ તો જેને જે સમજાય તે બોલે. પણ ખરી વાત એ છે કે તેમનું ચારિત્ર ઘણું ઉંચું હતું. અને જે છાપ ચારિત્રથી પડે તે કાંઈ લાંબા મોટા ભાષણો કર્યે કે ડોળ રાખ્યે થોડી પડે?

એક દિવસ બાદશાહને સૂરિજીએ કહ્યું કે મનુષ્ય માત્રે સત્ય તરફ રૂચિ રાખવી જોઈએ. માણસ અજ્ઞાન અવસ્થામાં ભુંડા કામો કરી નાંખે છે, પરંતુ જ્યારે તેને સત્યનું ભાન થાય ત્યારે તો સાચો માર્ગ હાથમાં લેવોજ જોઇએ. પરંતુ જે છે તે ઠીક છે એમ માનીને બેસી ન રહેવું જોઇએ.

બાદશાહે કહ્યું: "ગુરૂજી આપની વાત સાચી છે. મેં એક વર્ષમાં છ માસ માંસ ખાવું છોડી દીધું છે અને વળી જેમ બનશે તેમ માંસ ખાવું છોડી દઇશ. હું સત્ય કહું છું કે હવે મને માંસાહાર તરફ બહુ અરૂચિ થઈ છે.

એક વખત બાદશાહે પ્રસંગ લાવીને સૂરિજીને પૂછયું કે મહારાજ! કેટલાક લોકો કહે છે કે હાથી મારી

નાંખે તો બહેતર પણ જૈન મંદિરમાં ન જવું એનો શો અર્થ ? સૂરિજીએ કહ્યુ: દરેક માણસ પોતાનોજ ધર્મ ઉંચો ગણે છે. શુદ્ધ દૃષ્ટિએ બીજા ધર્મને તપાસતો નથી. આનું પરિણામ ઝેરવેરને મારામારી આવી છે. સૂરિજીની આ વાત સાંભળી પાસે બેઠેલા એક બ્રાહ્મણ પંડિતને પણ ખુબ અસર થઈ ને તે બોલ્યો: મહારાજનું કહેવું તદન ખરૂં છે. આવા સાચા મહાત્મા કેટલા હશે ?

આમ અનેક વખત બાદશાહને મળી જુદી જુદી બાબતો સૂરિજીએ સચોટ રીતે સમજાવી.

એક વખત અવસર જોઇને બાદશાહે રાજસભામાં સૂરિજીને 'જગદ્ગુરૂ'ની પદવી આપી અને એની ખુશાલીમાં ઘણા પક્ષીઓને બંધનથી મુક્ત કર્યા. એ સિવાય હરિણ, રોઝ, સસલાં અને એવા બીજાં ઘણાં જાનવરોને પણ છોડી મૂક્યાં.

સૂરિજીએ અહીં રહ્યા ત્યાં સુધીમાં બાદશાહ સિવાય બીજા પણ ઘણા સુબાઓ પર પ્રભાવ પાડ્યો ને જૈનસમાજ તથા જીવ માત્રના હિતના ઘણા કામ કરાવ્યા. ગૂજરાતમાંથી જજીયાવેરો દૂર કરાવ્યો. સિદ્ધાચલ, ગિરનાર, તારંગા, આબુ, કેસરીયાજી, રાજગૃહી ને સમ્મેતશિખરના પ્હાડો એ જૈન શ્વેતામ્બરના છે એવું ફરમાન મેળવ્યું. સિદ્ધાચલમાં લેવાતું મુંડકું પણ બંધ કરાવ્યું.

હવે ગૂજરાતમાં પધારવા માટે બહુ દબાણ આવતું હતું એટલે પોતાની પાછળ મહાવિદ્વાન શિષ્ય શાંતિચંદ્રજીને મૂકીને વિહાર કર્યો. રસ્તામાં તેઓ મેડતે પધાર્યા ત્યાં સૂરીશ્વરજીને ઓળખનાર ખાનખાના મળ્યો.

તેણે સૂરિજીનું સારું સન્માન કરી પૂછ્યું કે મહારાજ ઇશ્વર રૂપી ર્યા અરૂપી.

સૂરિજી-ઈશ્વર અરૂપી છે.

ખાનખાના—જો અરૂપી છે તો એની મૂર્તિ શા માટે કરાવવી ?

સૂરિજી—"મૂર્તિ એ ઇશ્વરનું સ્મરણ કરાવવામાં કારણભૂત છે. મૂર્તિને જોવાથી તેની હાજરી નજર આગળ દેખાય છે.

ખાનખાના—એ વાત સાચી પણ મૂર્તિની પૂજા શા માટે કરવી જોઇએ ?

સૂરિજી—મૂર્તિની પૂજા જે લોક કરે છે તે મૂર્તિની પૂજા નથી કરતા પરંતુ મૂર્તિદ્વારા ઇશ્વરની પૂજા કરે છે.

સૂરિજીના આ જવાબથી ખાનખાનાને ઘણીજ પ્રસન્નતા થઈ.

હીરવિજયસૂરીશ્વર મહાન વિચક્ષણ, શાસનના પ્રેમી અને જગતનું કલ્યાણ ઇચ્છનાર હતા. અને તેથીજ તેઓ જેને દીક્ષા આપતા તેને પવિત્ર ઉદ્દેશથીજ આપતા. તેઓ નિસ્પૃહી અને સાચા ત્યાગી હતા. ધર્મના સિદ્ધાંતો તેઓ સ્પષ્ટ સમજતા હતા અને તેમના ઉપદેશથી સંખ્યાબંધ મનુષ્યો દીક્ષા લેવા તૈયાર થયા હતા. તેમને ન હતો શિષ્યોનો લોભ કે ન્હોતી માનની અભિલાષા. માત્ર જગતના જીવોનું કલ્યાણ કેમ થાય એજ ભાવના રમી રહી હતી.

સૂરિજીએ ઘણા ભવ્યાત્માઓને દીક્ષા આપી ઉદ્ધાર

કર્યો હતો અને જૈન ધર્મના ઉપદેશક બનાવ્યા હતા. લગભગ બે હજાર સાધુઓના તે ઉપરી હતા જેમાંના કેટલાક મહાન કવિ, વ્યાખ્યાની, તાર્કિક, તપસ્વી, સ્વાધ્યાયીને ક્રિયાકાંડી હતા. એમના શિષ્યોએ પણ જૈન શાસનની સેવા કરવામાં ઘણો જ હિસ્સો આપ્યો છે. જૈનોની સંખ્યા એ વખતે લગભગ સાડાત્રણ ક્રોડની હતી.

આ વખતે ભારતવર્ષમાંથી મુસલમાનોના ધર્મઝનુનને લીધે અનેક જૈન મંદિરો નષ્ટ થઈ ગયા હતા ને દીર્ઘ દૃષ્ટિ આચાર્યોને એની પુનઃ પ્રતિષ્ઠા કરાવવાની તેગજ નવા મંદિરો નિર્માણ કરાવવાની જરૂર જણાતી હતી. સૂરીશ્વરજી જેવા દીર્ઘદૃષ્ટિવાળા આચાર્યશ્રીએ પોતાના ભકતો પાસે પાંચસો જેટલા નવાં જૈન મંદિરો બનાવડાવ્યા ને પચાસ જેટલાની પોતે પ્રતિષ્ઠા કરી.

સૂરિજી પાટણ આવ્યા ત્યારે તેમને એક સ્વપ્નું આવ્યું કે પોતે એક હાથી ઉપર સવાર થઇ પર્વત ઉપર ચઢી રહ્યા છે અને હજારો લોકો તેમને નમસ્કાર કરે છે. સૂરિજીએ એ સ્વપ્ન સોમવિજયજીને કહ્યું. તેમણે બહુ વિચાપૂર્વક કહ્યું: મને લાગે છે કે સિદ્ધાચલની યાત્રા થવી જોઇએ. બન્યું એવું કે સૂરિજીએ જવાનું નક્કી કર્યું એટલે તેમની સાથે પાટણના સંઘે જવાનું નક્કી કર્યું ને ગામોગામ કંકોત્રીઓ લખાણી. પછી તો પુછવુંજ શું! એકલા ૮૪ તો સંઘવીઓ આવ્યા. સાધુઓની સંખ્યા એક હજાર થઇ. બધા મળીને બે લાખ માણસ થયા. તેમણે ભાવપૂર્વક સિદ્ધાચળની યાત્રા કરી. પછી કાઠીઆ-

વાડમાં વિહાર કર્યો અને ફરતાં ફરતાં ઉના ગામમાં આવ્યા. સંવત ૧૬૬૧ ની એ સાલ હતી. એ ચોમાસામાં એમની તબીયત લથડી અને સંઘે આગળ વિહાર કરવા દીધો નહિ. આ વખતે વિજયસેનસૂરિ લાહોર હતા. તેમને બોલાવવા મોકલ્યા. તેઓએ અકબર બાદશાહની રજા લઈને ત્યાંથી વિહાર કર્યો. અહીંઆં સૂરિજીએ વિજયસેન-સૂરિજીની ખુબ રાહ જોઇ કારણકે તેમને સંઘનું સુકાન સોંપવું હતું. એમ કરતાં પજુસણ પર્વ આવ્યું. તબીયત ખરાબ છતાં સૂરિજીએ કલ્પસૂત્ર વાંચ્યું. લોકોને ઉપદેશ આપવા કરતાં શરીરની કિમ્મત વધારે ન હતી. હવે તો સૂરિજીના શરીરમાં બિલકુલ શક્તિ ન રહી. સૂરિ-જીએ ધાર્યું કે હવે આયુષ્ય ક્ષણમાં પૂરૂં થશે એટલે ચાર શરણો અંગીકાર કર્યાં ને સર્વ સાધુઓને ખમાવ્યા. મુનિઓને તો આ વખતે કંઈ કંઈ થઈ ગયું. સૂરિજીએ તો પદ્માસન વાળ્યું અને નવકારવાળી હાથમાં લીધી. ચાર માળા પૂરી કરી અને જ્યાં પાંચમી માળા ગણવા જતા હતા ત્યાં તો માળા હાથમાંથી નીચે પડી ગઈ ને જગતનો હીરો દેહ છોડી ચાલ્યો ગયો. સઘળે ગુરુ વિર-હનું વાદળ છવાઈ ગયું. ગામેગામ પાખીઓ પડી ને તેમની અન્ત્યક્રિયાને માટે ઉના અને દીવના સંઘે તૈયારી કરી. તેર ખંડવાળી એક માંડવી, બનાવી જાણે દેવવિમાન! કેશર, ચંદન ને ચુઆથી સૂરિજીના શરીરને લેપ કર્યો.

બધા લોકોએ ખુબ પૈસા વગેરે ઉછાળ્યા ને સૂરિજીના શબને માંડવીમાં પધરાવવામાં આવ્યું. તે માંડવી આંબાંવા-ડિયામાં લાવવામાં આવી. તેમની ચિતામાં પંદરમણ સુખડ,૩

મણ અગર, ૩ શેર કપુર, ૨ શેર કસ્તુરી, ૩ શેર કેશર ને ૫ શેર ચુઓ નાંખવામાં આવ્યો. અગ્નિએ ગુરુના શરીરની જગ્યાએ ભસ્મ રહેવા દીધી. એ જગાની આસપાસની ૨૨ વીઘા જમીન શહેનશાહે શ્રાવકોને આપી દીધી.

સૂરિજીએ પોતાની જીંદગીમાં કેટલી તપસ્યાઓ કરી? ૮૧ અઠ્ઠમ, ૨૨૫ છઠ્ઠ, ૩૬૦૦ ઉપવાસ, ૨૦૦૦ આયંબિલ, ને બે હજાર નિવી. આ સિવાય તેમણે વીસસ્થાનકની વીસવાર આરાધના કરી હતી જેમાં ચારસો આયંબિલ અને ચારસો ચોથ કર્યાં હતા. ત્રણ મહિના ઉપવાસ, આયંબિલ, નીવી અને એકાસણા આદિમાંજ વ્યતિત કર્યા હતા. જ્ઞાનની આરાધના માટે ૨૨ મહિના સુધી તપસ્યા કરી હતી. ગુરુ તપમાં પણ તેમણે ૧૩ મહીના છઠ્ઠ, અઠ્ઠમ, ઉપવાસ, આયંબિલ, અને નીવી આદિમાંજ વ્યતિત કર્યા હતા. એવીજ રીતે જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધનાનું અગિયાર મહીનાનું અને ૧૨ પ્રતિમાનું પણ તપ કર્યું હતું.

અહા! આવા તપસ્વી, ત્યાગી, જ્ઞાની, ઉપદેશક, સમયના જાણ આચાર્યનું આપણે કેટલું વર્ણન કરીએ? જૈન સમાજ આ મહાપુરુષના જીવનને સમજે તો જૈન સમાજનું ઉજ્જવલ ભાવિ દૂર નથી.

---

